# મહમ્મદઅલિ

( મૌલાના મહમ્મદઅલિનું જીવન અને તેમણે કરેલાં કામો. )



પ્રકાશક

મૂલ્ય ચાર આના.

મેનેજર--સરસ્વતીભવન

મદનગોપાળની હવેલી, અમદાવાદ

નવયુગ ગ્રંથમાળા. પુ.-૧.

# મહમ્મદઅલિ.

(મૌલાના મહમ્મદઅલિનું જીવન અને તેમણે કરેલાં કામો.)

તેમના જીવનચરિત્રના બહુ પુસ્તકોને આધારે.

લખનાર:—

અરવિંદ.

સં. ૧૯૨૧. પ્રથમાવૃત્તિ ૧૧૦૦.

પ્રકાશક

મેનેજર—સરસ્વતી ભવન.

અમદાવાદ.

મૂલ્ય ચાર આના.

# બે બોલ.

કોંગ્રેસ પ્રસંગે શરૂ થયેલી નવયુગ ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક છે. મહમ્મદઅલિનું જીવનચરિત્ર ઘણું વિસ્તૃત છતાં થોડા મૂલ્યમાં તેનો પ્રચાર થાય તે અર્થે તેને સંક્ષેપમાં આમાં ઉતારેલું છે. આમાં તેમના જીવનની ખાસ એકે ઘટના છોડવામાં આવી નથી. આશા છે કે નવયુગના નવીન ઓજમાં ઉછળતા નવીન પ્રાણોનું ગુજરાત આનો યોગ્ય સત્કાર કરશે અને આમાંથી કાંઇ નવીન ઓજ મેળવશે.

પ્રકાશક.



# મહમ્મદઅલિ.

## ( સ્વદેશ ભક્ત મુસલમાન વીર. )

સંસારનો ઇતિહાસ તપાસો; એનાં દરેક પાનામાં કર્મવીર અને ધર્મવીરોનાં પ્રતાપી જીવનો આલેખાયલાં નજરે પડશે. કોઇએ દેશને માટે, કોઇએ ધર્મ અથવા સત્યને માટે જીવનને ખપાવ્યું છે. તેઓને કેટલાં વિઘ્નો, કેટલી અડચણોને ઓળંઘી આગળ વધવાનું હોય છે. તેની હદ નથી. સેંકડો વિપત્તિઓને પગે કચડી તેઓ આગળ વધ્યા છે. સુખદુ:ખને ગણકાર્યાં નથી. એવા પુરૂષોજ મનુષ્ય સમાજના નેતા બનવા લાયક છે. એવાઓ સદા અમર છે. એવાઓનાં દરેક કામો સંસારના ભલા માટે હોય છે. એવાઓની શક્તિથી અધોગતિએ પહોંચેલ દેશ અને સમાજ પુનઃ પોતાને ઉદ્ધારે છે. એ મહા પુરૂષો સત્યની જે ધજા લઇ કાર્ય ક્ષેત્રમાં ઉતરે છે તેને મરણાન્તે પણ છોડતા નથી સત્યની ધજાને તેઓ ક્યારેય શત્રુની ઠોકરોમાં રોળાતી જનવા દેતા નથી,

મહમ્મદઅલિ એવા પુરૂષોમાંના એક મુસલમાન કર્મવીર છે. ભારતવાસીઓના કલ્યાણ અર્થે તેઓ કર્મક્ષેત્રમાં નીકળી પડયા છે.

ભારતમાં આજે નવયુગ અને નવજીવન પ્રત્યક્ષ દેખાઇ રહ્યાં છે. યુગપ્રવર્તકો તેને નવીન માર્ગે મૂકી ઉદ્ધારી રહ્યા છે. પડતીના ઉંડા ખાડામાં પડેલી, ઘૃણા, લાંછના, તિરસ્કારથી પીડાતી મુંગી ભારતીય પ્રજા આ જુઓ માથું ઉંચું કરી જોઇ રહી છે? એની મોહનિદ્રાથી સંસારમાં જાણે અંધારાં પથરાઇ ગયાં હતાં, એના જાગતાં સઘળી દિશાઓ જાણે હસી રહી ન હોય?

રાખમાં છુપાયેલા અંગારાની જેમ આત્માના વિસ્મરણની આડાશે છુપાયેલ મહા તેજવાન મનુષ્ય આત્માને પોતાની ખીલવણી માટે ઇચ્છા થતાંજ સમાજની અંદર મોટી ચંચળતા ઉપજી આવે છે. એ ચંચળતાના આઘાત પ્રત્યાઘાતથી સુતેલા બીજા જીવો જાગી ઉઠે છે. એક જણ જાગતાં હજારો જાગી જાય છે. એ તેમની સમપ્રાણતા અથવા સમવેદના એ મૈત્રી છે અને એજ સંસારની જાગૃતિ છે; એનાથીજ સમાજ વા દેશ પોતાનું માથું ઉંચું કરી શકે છે. એજ દૈવી શકિત આજે ભારતમાં પુર જોસથી પ્રસરતી જાય છે.

**અલિના પૂર્વજો**—મહમ્મદઅલિના પૂર્વજો મુરાદાબાદમાં વસતા હતા અલિના દાદા અલિબક્ષખાં રામપુર સ્ટેટના નવાબની હજુરમા ઉંચા હોદા ઉપર હતા. એઓએ સિપાહી યુદ્ધ વખતે સરકારનો ઘણો ઉપકાર કરેલો છે. તેમજ નવાબના માણસ છતાં પણ રોહિલાખંડ અને કુમાઓનના ઘણા ઇંગ્રેજોના પ્રાણોને બચાવ્યા હતા. નૈનિતાલ તેમજ આલમોરામાં જ્યારે ઇંગ્રેજો વિદ્રોહી સિપાહીઓથી ઘેરાયા હતા તે વખતે અલિભાઇઓના દાદાએજ ખાવાનું પુરૂં પાડી તેઓને બચાવ્યા હતા.

આ કામના બદલારૂપે નવાબને બ્રિટિશ ગવર્નમેન્ટ તરફથી ઘણું રાજ્ય ભેટ મળ્યું હતું. તેમજ અલિના દાદાને પણ મુરાદાબાદ જીલ્લામાં એક મોટી જાગીર મળી હતી. અલિના કાકાઓ પણ નવાબ સરકારના સૈન્ય વિભાગમાં મોટા હોદ્દાઓ પર હતા. આજ પણ નવાબની હજુરમાં અલિના કુટુંબમાના ઘણાઓ કામ કરે છે, એઓ બધા નિમકહલાલ માણસો છે. " જેનુ લુણ તેના ગુણ " એ અલિ કુટુંબનો સ્વધર્મ છે.

**અલિના પિતા અને માતા**—દુર્ભાગ્યની વાત છે કે અલિના પિતા ૩૩ વર્ષની ઉમરે નાગાકાન્ત થઇ મરણ પામ્યા હતા તેથી છ સંતાનોનો લાલન પાલનનો ભાર તેમની વિધવા પત્ની ઉપર આવી પડયો હતો. એ વખતે અલિની માતાની ઉમર ૨૭ વરસની હતી. પિતાના મરણ વખતે મહમ્મદઅલિ બે વરસના અને શૌકતઅલિ સાત વર્ષના હતા.

અલિભાઇઓની મા એક ગુણીયલ સર્વથા એવા પુરૂષોની માતા થવાને લાયક સ્ત્રી છે. પુત્રોને પાશ્ચાત્ય કેળવણી આપવાને માટે સ્કુલ કોલેજે ભણાવતા તેમણે કોઇ જાતનો સંકોચ કર્યો નહોતો. તે વખતની સમાજના કઠિણ સંસ્કારોની વિરૂધ્ધે ખડી રહી તે તેજસ્વિની મુસલમાન મહિલાએ ' અલિભાઇઓ ' ને અલિગઢ સ્કુલ અને કોલેજમા મૂકયા. તેના કુટુંબના માણસો તેને તેમ કરવામા ઘણા વિઘ્નો નાખવા લાગ્યા; પરંતુ તેથી તેઓ ડર્યા, ચળ્યા કે પાછા હઠયા નહિ,

અલિના બા (માતામહ) ના પૂર્વજોમાંના દરવેશ અલિખાં દિલ્હીશ્વર અકબરના મંત્રી હતા, તેમજ પાંચહજાર સૈન્યના નાયક હતા. એ મુસલમાનવીર પોતાની ચાતુરી, સાહસ, વિશ્વાસુપણું અને ઉદારતાને માટે પ્રસિદ્ધ હતા. અલિની માતા પોતાના તે પૂર્વ પુરૂષની

ગુણાવલીથી સારી રીતે પરિચિત હતા. તેમનું આત્મબળ સારૂં હતું. વિપત્તિમાં તેઓ ગભરાઇ જતા નહિ. ઘણી સહેલાઇથી તેઓ દુ:ખ ને કષ્ટની સામે થઇ ઉંડી દ્દષ્ટિથી લક્ષ્ય સ્થિર કરી આગળ વધતા. સંતાનની કેળવણી માટે આટલી મહેનત ઘણી ઓછીજ માતાઓ ઉઠાવે છે. તેમના પુત્રો જે વખતે અલિગઢમાં ભણતા હતા. તે વખતે તેમની માતા ઘણો વખત ત્યાં જઇ શિક્ષકોની સાથે પોતાના પુત્રોની કેળવણીના સંબંધમાં પુછપરછ કરતાં જ્યારે અલિભાઇઓ રાજદંડથી દંડાઇ કોઇ જગ્યાએ કેદ હતા તે વખતે એ ગ્યોવૃદ્ધ તેમના માએ આ વીરપુત્રો સાથે રહી બધા પ્રકારનાં દુઃખો ઘણી ધીરતાથી સહ્યાં હતાં. ભારતવર્ષના એ મુસલમાન કર્મવીરોની વીરમાતાનો આ પરિચય ઘણા સંક્ષેપમાં અપાયા. અલિભાઇઓના નામે આજે આખો ભારતવર્ષ ગર્વિત છે. સાહસ, સહનશીલતા અને સત્યતાની મૂર્તિ આ બે ભાઇઓને પોતાને ખોળે ધારણ કરતી ભારતભૂમિ આજે ધન્ય બની છે.

**ઈંગ્લાંડનાં અધ્યયન**—અલિગઢ કાલેજમાં અભ્યાસ કરતી વખતે મહમ્મદઅલિની પ્રતિભા સારી રીતે ખીલી નીકળી. તેમની માનસિક શક્તિ અને બુદ્ધિ દેખી બધાને આશ્ચર્ય ઉપજ્યું. તે વખતે તેઓ ગંભીર ગવેષણા પુર્ણ પ્રબંધો લખતા. રામપુર સ્ટેટના પ્રધાન મંત્રી નવાબ મહમ્મદ ઇમદખાએ અલિની વિદ્વત્તાથી સંતોષ પામી તેઓને સિવિલ સર્વિસ પરીક્ષાને માટે ઇગ્લંડ મોકલ્યા. ત્યાં તેઓએ ઓક્સફોર્ડ જઇ અભ્યાસ આરંભ્યો, પરંતુ સિવિલ સર્વિસ પરીક્ષામાં પસાર થઇ શક્યા નહિ. ૧૯૦૨ માં તેઓ ઇગ્લાંડથી પાછા ફર્યા.

**ચાકરી જીવન**—ઇંગ્લાંડથી આવી અલિએ અલાહાબાદ હાઇકોર્ટના કાયદાની પરીક્ષા આપી પરંતુ કેટલાક માર્ક ઓછા મળવાથી પાસ થઇ શક્યા નહિ. ત્યારબાદ તેઓ વડોદરા સ્ટેટના વિચાર

વિભાગમાં કામે જોડાયા તેમજ ખુબ પ્રશંસા અને માન સાથે ઘણાં જવાબદારીનાં કામ પુરા કરી વડોદરા સ્ટેટના પ્રિય થઈ પડયા.

અલિએ વડોદરા રાજ્યમાં અનેક સુધારા કામમાં મૂકયા હતા. તેમાં જમીન વેચવા લેવાના જુલમનું નિવારણ ખાસ ધ્યાન દેવા યોગ્ય છે. વડોદરા રાજ્યના નવસારી જીલ્લાની અસભ્ય પ્રજાને વધુ મુલ્ય આપીને જમીન ખરીદવામાં આવતી હતી. એથી પ્રજાવર્ગ એકદમ સર્વ ખોઇ બેઠા જેવો બની જતો. અલિનું હૃદય એ પ્રજાના દુઃખથી દ્રવ્યું અને તેણે આ અનિષ્ટ બંધ કરવાનો ઉપાય નક્કી કરી વડોદરા રાજ સરકારમાં એક રીપોર્ટ રજુ કર્યો. ત્યાંનો પારસી વર્ગ એ લેવડ વેચાણમાંથી સારી કમાણી કરતો. અલિથી થનારા આ ઓચિંતા પરિવર્તનથી હાનિની સંભાવના થતા ત્યાંના પારસીઓએ તેનો વિરોધ લીધો; પરંતુ તે ટકી શકયો નહિ. ધનવાન મહાજનના પંજામાંથી દરિદ્ર પ્રજા અલિના ઉદ્યોગથી છુટકારો પામી.

વડોદરા સરકારનો અલિ ઉપર સારો સ્નેહ હતો તેમજ તેમની યોગ્યતાનો તેઓ આદર કરતા. બે વરસની રજા લઈ અલિએ કલકત્તામા આવી 'કોમરેડ' નામનું અઠવાડિક પેપર ચલાવવા માંડયુ. અલિ હવે સ્વદેશ અને સમાજના કામ માટે તલસ્યા. તેમણે ચાકરી છોડી દીધી. પોતાના હોદાપરથી આમ રજા લેવાથી વડોદરા સરકારને ઘણું લાગી આવ્યું,

સાહિત્ય ચર્ચા—વડોદરા રાજ્યમાં કામ કરતી વખતે અલિએ ટાઇમ્સ ઓફ઼ ઇન્ડિઆમા કેટલાક લેખો લખ્યા હતા, તે પુસ્તકાકારે પણ બહાર પડયા હતા. એ લેખો એક રાતના લખેલા છે. એ લેખોએ વિચારશીલ ભારતીઓ અને ઇંગ્રેજોને આકર્ષ્યા હતા. લોર્ડ મિન્ટોએ એ લેખોની બહુ પ્રશંસા કરી હતી.

ઇ. સ. ૧૯૦૮ માં તેઓએ મુસલમાન વિશ્વવિદ્યાલય સંબંધી એક સુંદર નિબંધ લખ્યો, જે મુંબાઇ પ્રેસિડેન્સિના મુસલમાન શિક્ષાસમ્મિલનમા અને લખનૌની ઑલઇન્ડિઆ મુસલમાન શિક્ષા કોન્ફરન્સમાં વંચાયો હતો. મહમ્મદ અલિએ અલિગઢ અને ત્યાંની કોલેજ સંબંધી એક પછી એક એમ અનેક લેખો લખ્યા હતા. એ લેખો " ટાઈમ્સ ઓફ ઇંડિઆ " ના તે વખતના સંપાદક સર લોવેટ ફ્રેઝરના આગ્રહથી લખવામા આવ્યા હતો.

અલાહબાદથી બહાર પડતું "ગાપ" નામનું એક વર્તમાનપત્ર અલિએ કેટલોક વખત ચલાવ્યુ હતું. એ સંવાદપત્રમાં અલિની રસિકતા વિશેષ પ્રમાણમાં નજરે પડે છે. તેમણે બીજા પેપરોમાં પણ વિચારશીલ લેખો લખેલા છે તેમનો બનાવેલ અતીત અને વર્તમાન ( Past Present ) નામનો ગ્રંથ તેમની વિદ્વતા અને બુદ્ધિમાની જાહેર કરે છે.

કલકત્તામા આવી વર્તમાન પેપર શરૂ કરવાની કાંઇક પહેલાં જાવરાના નવાબના મંત્રીપદ માટે તેમને બોલાવવામાં આવ્યા હતા. પરંતુ સ્વયં નવાબ અને માઇકલ ઓડવાયરના આગ્રહને પણ ન ગણકારી અલિએ કલકત્તામા જઈ વર્તમાન પેપર શરૂ કર્યું.

કોમરેડ પત્ર અને તેનો ઉદ્દેશ્ય—વડોદરા રાજ્યમા કામ કરતી વખતે અલિએ અઠવાડીક પેપર ઉભુ કરવાનો સંકલ્પ કર્યો હતો. ૧૯૧૧ ના જાન્યુઆરીની ૧૮ તારીખે કલકત્તાથી તેનો પહેલો અંક બહાર પડયો હતો. સ્વદેશ અને સમાજને માટે તેમનું હૃદય વ્યાકુલ બન્યું હતું, તેથી સંસારનાં બધાં કામો છોડી તેઓએ એક તેજ કામ ઉપાડયું.

આથી સ્વાભાવિક તેમનામાં છુપેલી શક્તિઓ કલમ પર જાણે આવી વસી. તેઓ તે શક્તિની સહાયથી તેનું સંપાદન ખંત પૂર્વક કરવા

લાગ્યા. એ કામમાં તેઓનો આ પહેલોજ પ્રવેશ હતો. સંપાદકાર્ય તેઓએ ત્યાં સુધીમા કોઇ વાર કરી નહોતી.

કોઇ ભાઇએ તેમને એક વાર પુછ્યું હતું ! " ભાઇ, તમે અંતે આ કામમાં કેમ કટિબદ્ધ થયા.

અલિએ તેને ગંભીરતાથી ઉત્તર આપ્યો હતો. :-" સમાજ અને સ્વદેશ માટે હું આ કામ કરી રહ્યો છું. "

મુસલમાન સમાજમાં કેળવણીનો પ્રચાર કરવાનોજ એ પત્રનો મુખ્ય ઉદ્દેશ્ય હતો. અલિ ઘણી ચતુરાઇથી અને જાત મહેનતથી તેનું સંપાદન કરતા હતા. પરંતુ ભાગ્ય યોગે તે વધુ ચાલ્યું નહિં. આ કામમાં રાજા ગુલામ હુસેન બિ, એ નામના એક બંધુ તેમના સહાયક હતા.

અલિ પોતે એ પત્રિકાનો ઉદ્દેશ્ય આ પ્રમાણે જણાવતા હતા:

"અમે કોઇ પક્ષકે પંથ વિશેષમાંના નથી; અમે બધાના મિત્રો છીએ. અમારી જાતિ અને ધર્મના દ્વેષ ભર્યા ઝઘડા અને વાદવિવાદ વધતા જાય છે, તે અમે અત્યંત ભય પૂર્વક જોઇ રહ્યા છીએ. અમે અંતઃકરણથી પ્રાર્થીએ છીએ કે-પરસ્પર ઝઘડતો અમારો આ સંપ્રદાય બધાની ઉપર ભેદ બુદ્ધિને તજે અને પ્રીતિને વધારે. "

ભારતવર્ષનો શાસક સંપ્રદાય અને તેમનાથી પળાતી પ્રજાનો કેવો સંબંધ રહેશે તે ઉપર તેઓએ કહ્યું હતું:—

I be came thou be came I be came life and thou be came body.

સ્વદેશીઓમા જાતિગત તેમજ સામાજિક વિદ્વેષ દૂર કરવાને માટે મહમ્મદઅલિ હંમેશાં પ્રયત્નશીલ રહી આગળ પડતો ભાગ લે છે.

'કૉમરેડ' હિંદુ મુસલમાનોની એકતાનું અત્યંત પક્ષપાતી પત્ર હતું, જેથી હિંદુ અને મુસલમાન એકસંપીથી કામ કરી શકે તેમજ એકત્ર થઇ જન્મભૂમિ ભારતવર્ષને ઉદ્ધારી શકે, તેજ માટે તે પત્રનો ખાસ પ્રયાસ હતો. અલિએ એકવાર કોમરેડમાં લખ્યું હતું કેઃ—

"અમ્હે આ ચોક્કસ માનીએ છીએ કે હિંદુ મુસલમાન જુદે જુદે પ્રકારે એક બીજાની સહાયવિના સ્વદેશની ઉન્નતિ માટે પ્રયત્ન કરતા જરૂર નિષ્ફળ નિવડવાના, એટલુંજ નહિં પરંતુ તે સાથે એવા હતાશ બનશે કે ફરીથી મ્હો બતાવવા પણ ઉભા નહિ થાય. તેટલા માટે બન્ને જાતિએ સહયોગી થઇ કામ કરવું જોઇએ. વર્તમાન ભારતના જેવી દુર્દશા દુનિયાના જુના અથવા નવા ઇતિહાસમા ક્યાંહિ નહિં જળી આવે. લોકો કહે છે કે એતિહાસિક ઘટનાની ફરી ફરી આવૃત્તિ થાય છે. પરંતુ ભારતની આજની અવસ્થા જોતાં જણાય છે કે ક્યારેય તેમ બને નહિં. યુરોપના ચતુર રાજનિતિજ્ઞો તેમજ વિશ્વના પ્રેમીજનો જો માને કે જાતિગત ઇર્ષા તેમજ સ્વાથપરતા છતા પણ યુરોપમાંથી યુદ્ધ જો લોપાઇ જાય તો ભારતવર્ષમાં જે જુદી જાતિઓનો ભેદ યા વિરોધ લોપાશે નહિં તે કેમ માની શકાય ?

એક પંખીની બે પાંખોની જેમ હિંદુ અને મુસલમાન જો એક બીજાને સહાય કરે તો આપણે જરૂર ઉંચે વધી શકીએ, માની લ્યો કે કોઇ પક્ષીની એક પાંખ કાપી લીધી તો તે શું એક વેંત પણ ઉંચે ઉડી શકવાનું હતું ?

હિંદુઓ મુસલમાનની સહાય વિના અને તેજ રીતે મુસલમાન હિંદુની સહાય વિના જરાકે આગળ વધી શકે નહિ. આવી એકસંપીને માટે અલિએ તે વખતે લખ્યું છે કેઃ—આ એકસંપીનો એક દિવસ આવશે, જ્યારે તમામ ભેદભાવ ટળી જશે. જાતિ જાતિ પ્રીતિથી

સંકળાશે. આ એકસંપી આવશે પરંતુ બહુ વર્ષ બાદ બહુ વાટ જોયા પછી, બહુ સ્વાર્થત્યાગ પછી અલિના તે વખતના આ ભવિષ્યના બોલ આજે ફળતા જણાય છે.

૧૯૧૨ ના સપ્ટેંબરમાં જ્યારે રાજધાની દિલ્લિમાં ફરી ત્યારે મહમ્મદઅલિ પણ પોતાનું પત્ર દિલ્લી લઇ ગયા. પરંતુ દિલ્હીમાં તેઓ વધુ વખત કામ કરી શક્યા નહિં. તો પણ જેટલો વખત દિલ્હીમાં તેઓએ તે પત્ર ચલાવ્યું તેટલા વખતમા દિલ્હીની આળસ કટલે અંશે તેઓએ ઉડાડી દીધી

**મુસલિમ લિગ**— મહમ્મદઅલિને મુસલિમ લિગના ઉત્પાદક કહેવા તે કાંઇ વધારે કહેવાય નહિ, કારણ કે તેની સ્થાપનાથીજ તેઓ તેની સાથે ગાઢ સંબંધમાજ જોડાઇ ગએલા છે. ૧૯૦૬ મા એ લિગ સ્થપાણી એ વખતે મુસલમાન સમાજ દેશના રાજનૈતિક આંદોલનને લીધે એક ભયાનક અશાંતિ ભોગવતો હતો, તે સમયે એ લિગ મુસલમાન સમાજમા રાજભક્તિ ફેલાવવાજ પ્રયાસ કરતી હતી જેથી મુસલમાનોનો સ્વાર્થ રાજ તરફથી બચ્યો રહે, તેવાજ પ્રયાનમાં તેની બધી શક્તિનો ઉપયોગ થતો. લોર્ડ મિન્ટોના વખતથી મુસલમાન સમાજ ઘણી જોરદાર ગતિથી ઉન્નતિની દિશામા આગળ વધી રહ્યો હતો. મુસલિમ લિગનો તે ઉદ્દેશ્ય ત્યાર પછી કેટલોક વખતે બદલાતો ગયો અને તે ક્ષુદ્ર રાજનૈતિક સ્વાર્થથી ફરી ઓઉદમ સ્વરાજનો આદર્શ સ્હામે રાખી કામ કરવા મંડી ગઇ. એ ફેરફાર કરનાર પણ મહમ્મદ અલિજ હતા.

૧૯૧૨ મા લિગના ખાસ અધિવેશનમાં સ્વરાજને આદર્શ સ્વીકારવામાં આવ્યો હતો. જાતિગત કોઇ જાતનો દ્વેષ અથવા ઇર્ષાથી આ આદર્શ જન્મવા પામ્યો નહોતો. ત્યારથી અલિએ સમાજમા નિર્ભય રીતે 'સ્વરાજ' નો પ્રચાર કરવા માંડયો. સ્વરાજ જોઇએ

અને તે "હિન્દુ સમાજની સાથે સહયોગિતાથી પામી શકાશે," આ આદર્શ કેળવાયલા મુસલમાનોએ સ્વીકાર્યો અને ૧૯૧૩ માં સર ઈબ્રાહિમ રહિમ તુલ્લાએ લિગના સભાપતિનું આસન લીધું. આ આદર્શ કેળવાયેલ મુસલમાન વર્ગમાં એટલી જલ્દી સર્વ પ્રિય થઈ પડયો કે પંજાબના વિરોધી દલના નેતા ઑનેરબલ મિયા મહમ્મદ સફિ બારિ-એટ-લૉ, ખા બહાદુર, મિરઆઈ, ઈ, મહોદય ૧૯૧૯ના માર્ચમાં લિગના સભાપતિ ચુંટાયા તેમજ સ્વરાજ મુસલમાન સમાજના રાજ નૈતિક આંદોલનનો એક માત્ર આદર્શ હોવાનો ખુલ્લે ભાવે પ્રચાર કર્યો.

આ પછી કેટલાક દિવસોમાં અલિભાઈ બન્ને કેદ થયા અને લિગની શક્તિ અને પ્રાણ પણ જાણે તેમની સાથેજ બંદી થઇ ગયા. અલિની સાથે સાથે સ્વરાજનો એ આદર્શ ઉડી ગયો. લિગે તેઓની મુક્તિને માટે કોઇ પ્રકારનો ઉપાય હાથ ધર્યો નહિં.

**મુસલિમ યુનિવર્સિટી**—ચાલિશવર્ષ પહેલાં અર્લ ઓફ લિટને અલિગઢના મુસલમાન કૉલેજનો પાયો નાખ્યો. તે વખતે તેઓએ ખુલ્લું કહ્યું હતું કે મુસલિમ્ યુનિવર્સિટીનુ બીજ તે દિવસે વવાયું. આ બીજ ફુટી ઉગતા ઘણો વખત લાગ્યો. ગયા દશ વરસ સુધી મુસલમાન વિશ્વ વિદ્યાલયને માટે આંદોલન ચાલી રહ્યું છે.

મહમ્મદ અ'લ આ વિશ્વવિદ્યાલય માટે અવિશ્રાન્ત મહેનત લેવા લાગ્યા. એને માટે દ્રવ્ય એકઠું કરવા ઠેક ઠેકાણે ભમવા લાગ્યા. કેદ થયા પહેલાંના એક મુહૂર્ત સુધી તેઓએ એ યુનિવર્સિટી ગવર્ન-મેન્ટના સમ્મતિ અને સહાનુભૂતિ લઇને કરવાનો નિશ્ચય મનમાં રાખ્યો હતો. કેદ થયા પછી તેઓ યુનિવર્સિટીના કામમાં કાંઈ કરી શક્યા નહિં. તેઓની ગેરહાજરીમાંજ બીજા મુસલમાન ભાઇઓએ ગવર્ન-મેન્ટની સર્ત પ્રમાણે યુનિવર્સિટી મંજુર કરી લેવાનું નક્કિ કર્યું. એ વિષયમાં મહમ્મદ અલિના મન્તવ્ય ઉપર કોઇએ લક્ષ્ય આપ્યું નહોતુ.

**હમદર્દ અને તેનો ઉદ્દેશ્ય**—વર્ત્તમાનપત્ર લોકશિક્ષામાં મુખ્ય સહાયક છે એ વાત મહમ્મદ અલિ સારી રીતે જાણતા. કૉમરેડ પત્ર ઈંગ્રેજી હોવાથી સર્વસાધારણ તેને વાચી ન શકે એ સહેજ હતું, તેથી મહમ્મદ અલિ ૧૯૧૩ મા હમદર્દ નામનું એક દૈનિક ઉર્દૂ પત્ર ચલાવવા લાગ્યા. રોજ એની ૯૦૦૦ નકલો ખપવા લાગી. બીજા કોઇ ઉર્દૂ પેપરની તે વખતે તેટલી ખપતી હતી નહિ. મહમ્મદ અલિ કેટલા લોકપ્રિય છે આથી સમજી શકાય છે. તેમના કેદ થવાથી એ હમદર્દ પેપર પણ આથમી ગયું અને રાજનૈતિક શિક્ષા પણ સર્વ સાધારણ માટે લોપાઇ ગઇ.

**કાનપુરની મસજીદ સંબંધે ઝઘડા**—મહમ્મદઅલિનો એવો સ્વભાવ છે કે તેઓ જે વિષયને સારી રીતે જ્યાં સુધી સમજી બુઝી નથી શકયા હોતા ત્યાં સુધી તેઓ તે સંબધી કાંઇ પણ બોલતા કે પ્રવૃત્તિ કરતા નથી. મછલિ બજાર મસજીદની ઘટનામાં તેઓ એજ ભાવે વર્ત્યા હતા.

કાનપુરની મછલિ બજારમા થઇ એક રસ્તો કાઢવાની જરૂર પડી. એ રસ્તામાં તેમ કરવામાં મસ્જીદનો કેટલોક ભાગ નડતો હતો. કલેકટર સાહેબને ખુશ કરવાને માટે મસજિદના કેટલાક 'ઉલ્મ' ઓએ તેમ કરવામા પોતાની સમ્મતિ દર્શાવી. ત્યાના માલવીઓમાંના કોઇનો મત લેવામાં આવ્યો નહિ. જ્યારે સાધારણ વર્ગે સમજ્યો કે મસજીદ ભાગી રસ્તો બનાવવામા આવનાર છે, ત્યારે તેના વિરોધમાં બહુ ચળવળ વધી. કેળવાયેલ મુસલમાનોએ સત્તાધિકારીઓને આ કામથી પાછો હાથ ખેંચી લેવા પરામર્શ આપ્યો. પરંતુ ઉપરી વર્ગે તે લક્ષમાં લીધું નહિ. આ લો વિરોધ છતાંયે મસજીદનો તે ભાગ પોલિસની સહાયથી તોડી પાડવામાં આવ્યો.

ધર્મ મંદિરને આ રીતે રસાતળ સ્થિતિએ જોઇ આખી મુસલમાન કોમ દુ:ખ અને ક્રોધે ખળભળી ઉઠી. ભારતનો તમામ

મુસલમાન વર્ગ એકઠો થઇ એ કામનો જોરથી વિરોધ જાહેર કરવા લાગ્યા. હિંદુ વર્ત્તમાનપત્રો પણ સત્તાધીશોના આ કામને વખોડવા લાગ્યા. આ સહયોગથી તે વખતે હિંદુ મુસલમાનોમાં કેટલાક અંશે પ્રેમ જામ્યો.

આ ઘટનાના એક માસ પછી મુસલમાનોએ 'ઇદ્દગા' માં એકઠા થઇ તે સંબંધે એક સભા ભરી. અને સભા બરખાસ્ત થયા પછી મસજીદના બારણે જઇ ભેગા થયા અને બધા એકઠા મળી તોડી પાડેલ ભાગને ફરી ચણવા લાગ્યા.

આથી સત્તાધીશોને ડર પેઠો. એથી તેઓ તે લોકોને તેમ કરતા અટકાવવા વિખેરી નાખવા માટે પોલિશ મોકલ્યા. બેહથિયારની પ્રજા સાથે હથિયારવાળા પોલિશોના ઝગડો જામ્યો. પોલિશે પરાક્રમપૂર્વક તેમની સામે ગોળીઓ છોડી. ઘણાઓ ઘવાયા—મરાયા. ક્ષણવારમાં બધું શૂન્ય પડી ગયું. ભયાનક અરાજકતાનો આરંભ થયો. મુસલમાન વર્ગના ટોળે ટોળાં પકડાવા લાગ્યાં જનરલ મિ—મ. હુરલ હકના આવતા પર્યંત આ સ્થિતિ રહી. બહારથી કઈ મુસલમાન વકીલ બેરિસ્ટરો મુસલમાનોના આ કાર્યના સમર્થન માટે કાનપુરમાં આવવા લાગ્યા. પકડાયલા કેદીઓમાં કાનપુરના માલવી આઝાદ સુભાની પણ હતા

મસજીદનો ધ્વંશ થયા પહેલાં મહમ્મદઅલિએ તે બાબતમાં કાંઇ પણ પોતાના પત્રમાં લખ્યું નહોતું. તેમનું માનવું હતું કે સર જેમસ મેષ્ટન આમ થવા દેશે નહિં પરંતુ જ્યારે ઘટના આ હાલતે નથી પડી. ત્યારે તેમને સમજાયું કે તેઓ પણ આમાં કાંઇ પણ કરી શકે તેમ નથી. ત્યારે અલિએ પોતાના પેપરમાં કાયદા પૂર્વકનું આન્દોલન શરૂ કર્યું. જ્યારે મહમ્મદ અલિને જણાયું કે આથી કાંઇ ફળ મળવાનું નથી ત્યારે તેઓ સૈયદ વજીર હોસેન સાથે ઇગ્લાંડ તરફ નીકળ્યા.

અત્રે અપીલથી કાંઇ ન વળ્યું, ત્યારે વિલાયત અપીલ કરવાથી શું ફળ આવે છે તે પારખવા માટે તેઓનું ધ્યાન ત્યાં જઈ ફળ મેળવવા તરફ ગયું. વિલાયતના ન્યાયપણા માટે ભારતવાસીઓનો પ્રબળ વિશ્વાસ ઘણા વરસ સુધી હતો.

ત્યાં જઈ ને બાબત આંદોલન ચલાવતાં મસજીદના ધ્વંસ સંબંધીની બિનાથી વિલાયતના લોકો તદ્દન અજાણ જણાયા. તેઓ એવું જાણતા હતા કે બળવાખોરોના ટોળાઓએ સમ્રાટને આધીન તોડી ભારતમાં અશાંતિ ફેલાવી છે. પરંતુ જ્યારે ખરી વાત જણાઇ ત્યારે વિલાયતનો જન સાધારણ વર્ગ બહુજ આશ્ચર્ય પામ્યો.

આ આંદોલનનું ફળ એ આવ્યું કે વાઇસરોય અકટોબરની ૧૪ મી તારીખે કાનપુર ગયા. તેમજ મસજિદનો ભાગેલા ભાગ ફરી બનાવવાની આજ્ઞા આપી. જેઓને તેફની તરીકે પકડી જેલમાં નાખવામાં આવ્યા હતા તે બધાને છોડવામાં આવ્યા. આથી કે આખો મુસલમાન સમાજ કાંઇક શાંત થયો.

**" ઑલ-ઇન્ડિયા મેડિકલ મિશન "**—યુરોપમાં તુર્ક સુલતાનનું રાજ્ય છે. તે તુર્ક સુલતાન સાથે બાલકન રાજ્યનું યુદ્ધ થયું. એ યુદ્ધમાં તુર્કીનો ધર્મ અને જાતીયતા નાશ પામવાની આશંકાનો પ્રસંગ આવે તેવું જણાવા લાગ્યું. તુર્ક પ્રાણભેર યુદ્ધમાં ઉતર્યું. તુર્કની આ ખરાબ હાલતમાં ભારતના મુસલમાનો મદદ માટે પોતાનાથી બનતું કરવા લાગ્યા.

મહમ્મદઅલિ અને ડૉકટર અનસારિ ભારતવર્ષમાંથી તુર્કીના ઘવાયલા સૈનિકોની સેવા બગદાસ કરવા માટે લડાઇમાં એક મેડિકલ મિશન મોકલવાને માટે તૈયાર થયા. આ કામને માટે બે લાખ રૂપીઆની જરૂરત હતી, તે નવેમ્બર સુધીમાં એકઠા થઇ ગયા. મુસલમાન સમાજે ઉત્સાહ ભેર તે કામ પાર પાડ્યું. ડૉ. અનસારિ બીજા

આઠ ડૉકટર કમ્પાઉન્ડર ડ્રેજ વિગેરેને લઇને તુર્ક જવા નીકળ્યા. એ મિશન ૧૯૧૨ ના ડીસેમ્બર ૧૫ મી એ મુંબાઇથી નીકળી ૧૯૧૩ ની જાન્યુઆરીની ૧ લી તારીખે તુર્કીમાં પહોંચ્યું. તુર્કીને ખરે વખતે તે મિશન મદદ રૂપ થઇ પડયું આ મિશનને કામું કરનાર મહમ્મદઅલિ અને ચલાવનાર ડૉ. અનસારી મુસલમાન સમાજમાં આ કામમાં મોટો પ્રેમ મેળવી શક્યા.

**હિંદુ મુસલમાન મૈત્રી**—ઘણાઓનું કહેવું છે કે મહમ્મદઅલિ મુસલમાન સમાજના ઘોર પક્ષપાતી છે. તેઓ જે કાંઇ કરે છે તે મુસલમાન સમાજને માટે કરે છે. તે ખરૂં છે. એ તો સ્વાભાવિક છે કે દરેક મનુષ્ય પોતાની સમાજનો તો પક્ષપાતી હોયજ. પરતુ મહમ્મદઅલિ મુસલમાન સમાજના પક્ષપાતી હોવા સાથે બીજા સપ્રદાયોના વિરોધી છે એ કોઇ રીતે માની શકાય તેમ નથી. તેઓએ એકપણ તેવું વિરોધી કામ કર્યું નથી કે જેથી હિદુઓની લાગણી દુભાય.

ખરૂં જોતાં ભારતવર્ષમાં હિંદુ અને મુસલમાન એ બે વર્ગજ પ્રબળ છે જેમકે એક પંખીની બે પાંખ અથવા એક ગાંડીના બે પૈડાં. તે બનેને જેમ એક બીજાની પુરી જરૂરત છે તેમ હિદુ અને મુસલમાનોને પણ એક બીજાની સહાયની ખાસ જરૂરત છે. કર્મ અને જ્ઞાન વિના જેમ મોક્ષ પમાય નહિં તેમ હિંદુ અને મુસલમાનના અસહયોગથી ભારત કોઈ દિવસ ઉઠીશકે નહિં.

અલિ હમેશાં એ મૈત્રીને માટે ઉદ્યોગ કરતા આવ્યા છે. ઇશ્વર કૃપાએ હિંદુ અને મુસલમાન આજ તે એક સંપીની ગાંઠે બંધાએલા છે અને અલિનો ઉદ્દેશ્ય સફળ થયો છે.

**જાતીય શિક્ષા**—જાતીય શિક્ષા એજ દેશોદયનો માર્ગ છે. તે સૂત્ર જ્યારે બહાર ધરવામાં આવ્યું ત્યારે મહાત્મા ગાંધિ અને અલિના

આહ્વાનથી જાતીય શિક્ષા માટે સ્કુલ કાલેજોમાંથી વિદ્યાર્થીઓનાં ટોળે ટોળાં બહાર નીકળી પડયા. આ બનાવથી કેટલી સ્કુલ કાલેજો મકાન માત્ર રહી ગઇ. અને વિદ્યાર્થીઓ માટે બીજા જાતીય શિક્ષાલયો ધીરે ધીરે તૈયાર થવા માંડયાં. જેમાં કેટલાય વિદ્યાર્થીઓ જોડાયા. પરંતુ ખેદની વાત છે કે કેટલાક ભાગમાં શિક્ષાલયો માટે પ્રબંધ નહિં થતાં વિદ્યાર્થીઓ ફરીથી પાછા સ્કુલ કાલેજોમાં જવા માંડયા.

**અલિ વકતા અને લેખક તરીકે**—અલિ એક પ્રસિદ્ધ વકતા છે. તેમનું ભાષણ જેમણે સાંભળ્યું છે તેઓ તેમના ભાષણપર ઘણા મુગ્ધ છે. જેવી તેમની ઓજસ્વિની ભાષા છે. તેવીજ બોલવાની ચતુરતા પણ છે. યુકિત, ઝીણવટ અને નિશ્ચિત સિદ્ધાન્ત એ એમના ભાષણમાં ખાસ જોવામાં આવે છે. જે વાત તેઓ યુકિતપૂર્ણ રીતે સમજાવી શકે તેમ ન હોય તેવી બાબત તેઓ કોઇ વખત ઉપાડતા જ નથી. જેવી રીતે તેમનામાં બોલવાની શકિત છે તેવીજ લખવાની પણ છે. ઇંગ્રેજી ભાષામાં પણ તેમનો સારો કાબુ છે. મુસલમાન સમાજમાં તેમના જેવો લેખક ભાગ્યે જ હશે !

**તુર્કી અને ઇંગ્લાંડ**—તુર્કી જ એક માત્ર સ્વાધીન મુસલમાન રાજ્ય છે. જે શકિત ઇસલામ ધર્મ અને તીર્થના રક્ષક તરીકે આજે પણ મનાય છે. મહમ્મદ અલિ ખરા જીગરથી તે શકિતને ચાહનારા છે. તુર્કીના તાબામાં ૧૫ લાખ મુસલમાન પ્રજા છે. અને ભારતવર્ષમાં ઇગ્રેજના અધીન ૮૫ લાખ મુસલમાન પ્રજા છે. ઇગ્રેજોની સાથે તુર્કીની મૈત્રી કાયમ બની રહે. તે માટેજ અલિ ખરા હૃદયથી ચેષ્ટા કરતા આવ્યા છે. યુરોપની લડાઇ વખતે મહમ્મદઅલિએ પોતાના પેપરમાં લખ્યું હતું કે " તુર્કી જો પોતાનો સ્વાર્થ સારી રીતે વિચારી શકે તો તેને તો યુદ્ધમાં જોડાવું હિતકર જ નથી. "

'તુર્કીની ઇચ્છા' એ નામના લેખમાં અલિએ લખ્યું હતું કે "જર્મનીએ તુર્કીને માટે એવું કાંઇ કર્યું નથી. કે જેથી તુર્કીના કે ભારતના મુસલમાનો જર્મનીના થઇ તેના ભલાના કોઇક કામમાં ઝંપલાય ?" યુદ્ધ શરૂ થયા પહેલાં મહમ્મદઅલિ અને ડૉ. અનસારીએ તારદ્વારા જણાવ્યું હતું કે–"અમારો દૃઢ વિશ્વાસ છે કે તુર્કી જો આ યુદ્ધમાં જોડાશે તો તુર્કીજ કેમ બધા મુસલમાન જગતના પક્ષમાં કાંઇ પણ લાભ થવાનો નથી. માટે તુર્કીએ તો કાંઇ પણ તરફ ન પડતાં શાંતિથી બેસવું જોઇએ વિગેરે."

જેલ—તુર્કી યુરોપની લડાઇ પહેલાં લંડન ટાઇમસ નામના વિલાયતના પેપરમાં "તુર્કી" સંબંધી એક અપમાનમયી લેખ બહાર પડયો હતો. મહમ્મદઅલિ તેનો યોગ્ય ઉત્તર આપ્યા સિવાય રહી શકયા નહિં. ૧૯૧૮ ના ડીસેમ્બરની ૨૬ મીએ એ ઉત્તર બહાર પડતાની પહેલાં એક મહિને અલિનું પેપર અને પ્રેસ જપ્ત કરવાને માટે ગવર્નમેન્ટે નોટિસ કાઢી અને તે અનુસાર બધું જપ્ત થયું.

બાદ ૧૯૧૫ ના મે મહિનામાં અલિને બંદી કરવામાં આવ્યા. આ બીના ક્ષણવારમાં ચોમેર ફેલાઈ ગઇ. આથી અત્યંત ઉદ્વેગ ફેલાયો. કારણ, તુર્કી ઇગ્રેજ વિરૂધ્ધે લડતા છતાં અલિ અથવા બીજા કોઇ મુસલમાને ભારત સરકારની વિરૂદ્ધમાં કાંઇ કામ કર્યું નહોતું. એટલે અલિને જેલ મળશે એની કોઇને સંભાવના પણ નહોતી.

બંદી થયા પહેલા તેમનું શરીર બહુ મૂત્ર રોગથી લેવાઇ ગયું હતું. ડૉકટરની સલાહથી તેઓ કામ પરથી ચિત્ત ખેંચી લઇ વિશ્રામને માટે મૌસુરી વિગેરે સ્થાનમાં રહેતા હતા. પ્રેસ તેમજ પેપરનો ભાર તેમના મોટાભાઇ સૌકતઅલિના ઉપર મૂકાયો હતો. ૧૯૧૫ ના

મેની તા. ૧૫ મીએ તે બન્ને ભાઇ પકડાયા. તેમને બંદી કરી દિલ્હીથી ૧૧ માઇલ દુર મરૌલિ લઇ જઇ રાખવામાં આવ્યા તેમનો ગુન્હો તે વખતે કાંઇ ખાસ બહાર પડયો નહોતો.

**અપરાધ**—૧૯૧૫ ના મે મહિનામાં અલિભાઇઓને જેલનો હુકમ થયો પરંતુ તેમનો અપરાધ જણાવાયો નહિ. તોપણુ દિલ્હીનાં ૧૯૧૫-૧૬ ના રીપોર્ટ પરથી આટલું જણાયું કે-:"અલિભાઇઓને પકડયા વિના ચાલે તેમ નહોતું કારણ કે બ્રિટિશ રાજ્યની વિરૂધ્ધે તેઓ દ્વેષ ફેલાવતા હતા.

આ વિના તે બાબતમાં બીજું કાંઇ જણાયું નહોતું, ભારતવાસી પ્રજા વ્યક્તિગત સ્વાધીનતાના હિસાબે કેટલા અધિકાર ભોગવે છે તે હવે કાઇને પણ સમજાતું બાકી રહ્યું નહિ.

૧૯૧૭ ના ફેબ્રુઆરિની તા. ૨૧ મીએ ભારતીય વ્યવસ્થાપક સભામાં માન્યવર મિ૦ દાદાભાઇએ પ્રસ્તાવ કર્યો, કે આજ પછી સામ્રાજ્ય રક્ષા કાનુન પ્રમાણે જેલમાં નાખવામાં આવે તે દરેક [illegible] અભિયોગની સચ્ચાઇ સાબીત કરવા માટે દરેક પ્રદેશમાં એક એક સભા સ્થાપવી. આ સભા અથવા કચેરીની સમ્મતિ વિના આજપછી કાઇની પણ વ્યક્તિગત સ્વાધીનતા હરણ આ કાયદા અનુસાર વૈધ ગણાશે નહિ. બેસરકારી બધાએ મેમ્બરોએ પ્રાય એ પસ્તાવ પર પોતાની સમ્મતિ દર્શાવી. એ વિષયે માન્યવર મિ૦ મજલહક બોલ્યા હતા—મુસલમાન સંપ્રદાય ભાગ્યહીણે બહુજ સહે છે. જેઓ મુસલમાન સમાજના પૂજ્ય અને શ્રદ્ધાપાત્ર છે, જેમને ભારતના મુસલમાનો પોતાની સમાજના નેતા તરીકે માને છે. તેઓ આજે જેલમાં પુરાએલ છે. તેઓના અપરાધથી પણ આપણે અજ્ઞાન છીએ. જો અમે તેઓનો અપરાધ તેમજ યોગ્ય ન્યાયાધીશ દ્વારા તેમના ગુન્હાનો વિચાર થયેલો જાણુત તો કોઇને તેમના દંડની બાબતમાં

વચ્ચે પડવાનું કે બોલવાનું રહેતજ નહિં. આમ નેતાઓના કેદ થવાથી મુસલમાન સમાજ ક્ષોભી ઉઠયો છે. વિગેરે. તેને લગતું અનેક વિવેચન કર્યું અને છેવટે જણાવ્યું કે માન્યવર મિ૦ દાદાભાઇ તેમજ મિ૦ કામિનાકુમાર ચંદ્રે જે પ્રસ્તાવ કર્યો છે તે કામમાં લાવવો જોઈએ. તેમ થવાથી કોઇ આપત્તિ રહેશે નહિ. આના ઉત્તરમાં તે વખતના સ્વરાષ્ટ્ર સચિવે કહ્યું હતુ:—" કે આ રીતના અપરાધી મુખ્ય બે ભાગમાં વહેંચી શકાય. કોઇ ખુલ્લી રીતે રાજ-વિદ્રોહ કરે, વર્તમાન પત્રમાં અથવા સભા વિગેરેમાં વિદ્રોહજનક લેખો કે ભાષણો વડે અથવા પુસ્તક રચીને પોતાનો અંગત દુષ્ટ અભિપ્રાય કામમાં લાવે. ને કોઇ છુપી રીતે ઠેકઠેકાણે ભમી બ્રિટિશના વિરોધમાં કાવતરાં રચતા ફરે ? પહેલા વિભાગના અપરાધી માટે દંડની વ્યવસ્થા બરોબર છે. તે માટે બેસરકારી મેમ્બરો અથવા પરામર્શ સભાનું કાંઇ પ્રયોજન નથી, પરંતુ જ્યારે બીજા વિભાગના અપરાધીને દંડ દેવો અથવા તેના કામમાં રૂકાવટ નાંખવી હોય ત્યારે ગવર્નમેન્ટ વિવશ બની જાય છે. એ વિભાગના અપરાધી અત્યંત ભયાનક છે. એઓ ભારતવર્ષ તેમજ ભારત સીમાન્તની બાહર એમ કેમ જર્મનીમાં પણ એ પ્રકારના ષડયંત્ર કરી શકે. એવાઓના કામ સંબંધિ જે બધા છુપા સમાચારો સરકારને હાથ લાગે છે તેવાઓને દંડનો હુકમ થતા પહેતાં યોગ્ય વિચારક દ્વારા ગુન્હાના કાગળ વિગેરે તપાસવા માટે એક શાસન કર્તાને કહેવાંવા આવે. એમ થતાં એકદમ અવૈધ દંડની સંભાવના રહેશે નહિ. "

આથી માન્યવર દાદાભાઇ તેમજ માન્યવર મિ૦ ચંદ્રનો પ્રસ્તાવ નકામો ગયો. અલિભાઇઓને માટે કાંઇ પણ બની શક્યું નહિં.

દેશવ્યાપી આંદોલન—આથી દેશવાસીઓને સંતોષ થયો

નહિં. બધાની ધારણા હતી કે અલિભાઇઓ ઉપર અન્યાય થયો છે. દેશમાં જોરથી ચળવળ ચાલી. નેતાઓ બધાનો એકજ અવાજ હતો કે આ સામ્રાજ્ય રક્ષા આઇન પ્રમાણે જેને દંડ થયો છે તે બધાને માટે પુરી તપાસ કરાય. એ વખત મિસિસ એનિબીસેન્ટ તેમજ તેમના સોબતી મિ૦ વાડિયા તેમજ અરૂન્ડેલ પણ આ આઇન પ્રમાણે સજા પામ્યા હતા. એ ત્રણ જણ અને અલિભાઇઓની મુક્તિને માટે દેશના બધા સ્થળોમાં સભાઓ ભરાવા લાગી. આમાં ભારતના હિંદુ મુસલમાન બધા જોડાયા. અચાનક તે વખતે ભારતપ્રધાન મોન્ટેગ્યુ ભારતમાં આવવાની વાત ચાલી. રાજ પ્રતિનિધિ લોર્ડ ચેમ્સફોર્ડે તેમને અહિં કાંઇ અશાંત વાતાવરણ ન લાગે તેટલા માટે ભારતના નેતાઓને તે વખતે આંદોલન બંધ કરવાનો આગ્રહ કર્યો. તેમનો બોલ કોઇ ઉત્થાપે તેમ નહતું અને તેમની અંતર ઇચ્છા ને સમજી લઇ ભારતની વ્યવસ્થાપક સભામાં મિ. જિન્ના બોલ્યા હતા. "ભારત શાસન સંસ્કારના ઉદ્દેશ્યથી ભારત સચિવ આવે છે. આ વખતે જનસાધારણે શાંત ભાવ ધરવો જરૂરનો છે, તે કોઇ નહિં માને તેમ નથી. તોપણ જેઓને માટે આજ ભારતમાં આ આંદોલન ચાલી રહ્યું છે, ભારત ગવર્નમેન્ટ શું તેઓને મુક્ત કરી શકે નહિં? ઉત્તરમાં માન્યવર સર વિલિયમ બિસકુકૂટ બોલ્યા હતાઃ—

અત્યારે પણ લડાઇ તો ચાલુ જ છે. જ્યાં સુધી લડાઇ ખતમ નહિં થાય ત્યાં સુધી મી૦ બિસેન્ટઃ મિ૦ વાડિયા અને અરૂન્ડેલ ભારતમાં બધા પ્રકારના અવૈધ આંદોલનથી શાંત રહેશે એ પ્રકારની જો તેઓ પ્રતિજ્ઞા કરતા હોય તો ભારત ગવર્નમેન્ટ તેમને છોડવા માટે મદ્રાસ સરકારને અરજ કરશે. બીજા કેદીઓ માટે પણ સારીજ વ્યવસ્થા થશે. આ વખતે અલિ ભાઇઓ સબધે મિઃ જિન્નાએ પુછતાં સરકાર પક્ષ તરફથી કહેવામાં આવ્યું હતું કે આ વિષય ગવર્નમેન્ટને હજુ પણ વિચારવાનો રહ્યો છે.

અલિભાઇઓ છિન્દવારા નામના સ્થાનમાં જેલ હતા. ૧૯૧૭ ના ડિસેંબરની ૭ મીએ સરકારે તેમની પાસે સિમલાથી એક ડેપ્યુટી-પોલિશ સુપ્રીન્ટેન્ડેન્ટને મોકલ્યા. એઓ પણ મુસલમાન હતા. એમનું નામ હતું મિ: અબ્દુલમજિદ. એઓ સર ચાર્લિંશ કલીવલેન્ડનો લખેલો એક પત્ર લઇ ગયા હતા; ઉદ્દેશ્ય—એ પત્રમાં સહિ કરવાથી અલિભાઈ ઓને છુટવામાં કોઇ જાતનો વાંધો ન્હોતો.

એ પત્રનો મર્મ ભાવ આવો હતો કે—જેટલો વખત લડાઇ ચાલે છે તેટલો દિવસ જેથી શત્રુ પક્ષને ઉત્તેજના મળે એવું કોઇ કામ કરવું નહિં, કંઇ તેવું બોલવું કે ચાલવું નહિ, દેશમાં પણ જેથી અશાંતિ થાય તેવું કામ કરવું નહિં. તોપણ વૈધ ભાવે આઇન સંગત ઉપાયે દેશમાં રાજનીતિ ચર્ચાનો અધિકાર તો જળવાયલો જ રહેશે.

અલિભાઇઓ આ હુકમથી અવાક્ થઇ ગયા. તેમણે તે અંગીકાર પત્રમાં સહી ન કરતાં એક સ્વતંત્ર પત્ર લખી મોકલ્યો. તેનો મર્મ આવો હતો;—અમે ઇશ્વર ભક્ત મુસલમાન છીએ, ખરો મુસલમાન કે જેને પવિત્ર કુરાનમાં વિવેચાયેલ તેમજ પેગમ્બરે ચલાવેલ ઇસલામ ધર્મનો આદેશ અવશ્ય પાલવો જોઇએ. એજ તેમનું સર્વ શ્રેષ્ઠ કર્ત્તવ્ય છે. ધર્મ પ્રમાણે સ્વદેશની સેવા અમે હંમેશાં કરતા આવીએ છીએ. અશાંતિ કે ઉપદ્રવના પક્ષપાતી અમો કોઈ દિવસ થયા નથી. લડાઇના વખતમાં કે શાંતિના વખતમાં ક્યારેય અમે અવૈધ આંદોલન ચલાવ્યું નથી. એટલે આ પ્રકારની એક પ્રતિજ્ઞા કરવામાં અમને કોઇ જાતનો વાંધો નથી. જો અમારી ધર્મ હાનિ નથી થતી, જો અમારો ઇસ્લામ ધર્મ નિર્વિઘ્ન રહે છે, તો પછી સમ્રાટના શત્રુને અમે ઉત્સાહ શા માટે આપીએ અથવા કોઈ પ્રકારનો તેના ઉપર પક્ષપાત શા માટે ધરાવીએ ?

અવૈધ આંદોલન પણ શા માટે ચલાવીએ? અમે પ્રતિજ્ઞા કરી, પરંતુ ધર્મ વિષયે સંપૂર્ણ સ્વાધીનતા અને વૈધ રાજનૈતિક આંદોલનમાં અમારો અધિકાર કાયમ માનવાનો છે. અલિભાઇઓએ આ પ્રમાણેની ભાષામા પ્રતિજ્ઞા લખી મોકલી. આથી તેઓની છુટવાની આશા બંધાણી. આ વાતના બે દિવસ પછી મહમ્મદાબાદના રાજા તેઓને મળ્યા. રાજનૈતિક અનેક આલોચના પણ થઇ. રાજા સાહેબ અલિભાઇઓના હૃદયનો અભિપ્રાય સમજી લીધો, તેઓએ તેમને મુક્તિનો યોગ્ય માન્યા. રાજાના આવ્યા પહેલાંથી પોલિશ વિભાગનો એક માણસ તે મળવાને સ્થળે હાજર હતો લાગે છે કે રાજાને આ વ્યવસ્થાથી કંઇક ખરૂં લાગ્યું હતું.

પરંતુ તેઓ છુટયા શું? બિસાન્ટ વિગેરે છુટયા. પરંતુ અલિભાઇઓના ભાગ્યમાં છુટા થવાનું નહોતું? તેઓ તો તેજ અવસ્થામાં કાયમ રહ્યા.

આ બાદ ૨૬ મી સપ્ટેમ્બરે સર વિલિયમ વિન્સેન્ટે માન્યવર મિ. જિન્નાને તેમના પત્રનો ઉત્તર લખી મોકલ્યો:—

ભારતવર્ષના સામ્રાજ્ય રક્ષા કાયદા પ્રમાણે અલિભાઇઓને કેદ રાખવામાં આવ્યા છે. પરંતુ તેમનો ગુન્હો બહુ ભારે છે તેઓ માત્ર દેશમાંજ અવૈધ આંદોલનના ચાલક નથી. તેઓ ખુલ્લી રીતે સરકારના શત્રુઓ ઉપર સહાનુભૂતિ બતાવી દેશ. ઘોર અશાંતિ ઉપદ્રવ ફેલાવવાને મથ્યા હતા. ભારત ગવર્મેન્ટે આ બાબતમા વિશેષ ખોજ કરી તેને લગતા ઘણા પત્રો મેળવ્યા છે. જે પત્રો પરથી તેમજ બીજા કેટલાક કારણોપરથી અંતે નકી કર્યું છે. કે એમને છોડતા દેશની શાન્તિ નાશ પામશે; એટલે એઓ હજુ પણ કેદી તરીકે જ રહેશે

આ જુના કાગળો કેવા? છેવટે સભળાયું કે અલિભાઇઓએ અત્યંત ભયાનક રાજદ્રોહ પૂર્ણ બે પત્રો લખ્યા હતા. બન્ને ભાઇઓએ

આવા પત્રો લખ્યા હતા. એ ઉપરથી ગવર્નમેન્ટને સંદેહ પેદા થયો છે. એમાંનો એક ફારસી ભાષામાં લખેલા કાબુલના અમિર ઉપરનો કે જેના લખનાર મિ. મહમ્મદઅલિ છે. બીજો તેમના ભાઇ સૌકતઅલિનો લખેલો ના ફીરંગી મહલના વિખ્યાત પીર સાહેબ પર લખેલો હતો. આ ઉડતી વાત ફેલાતા તે બન્ને ભાઇએ મહમદાબાદના માન્યવર રાજા, મિઃ-ઝિણા અને મિઃ મઝરલ હકને તાર દ્વારા જણાવ્યું કે એ વાત તદ્દન પાયા વગરની છે. જો સાચે જ તેમ હોય તો ગવર્નમેન્ટ આ ત્રણ જણ માન્યતે તેમને એ બે પત્રો દેખાડે. આ તાર ઉપર કહેલ ત્રણ જણને નામે સરકારી સેનસસ ઓફિસને શરનામે મોકલ્યા હતા. પરંતુ તેનો કાંઇ ઉત્તર મળ્યો નહિં ત્યારબાદ મિઃ મહમ્મદઅલિએ સર જેમસ ડોનલે સાહેબને પત્ર લખ્યો. એઓ મિઃ મહમ્મદઅલિના એક જુના મિત્ર હતા આ વખતે તેઓ ભારત ગવર્નમેન્ટના સ્વરાષ્ટ્ર વિભાગના ઉચ્ચપદ પર હતા એ પત્રમાં પણ મહમ્મદઅલિએ લખ્યું કે તેમના સંબંધમાં ગવર્નમેન્ટને જે સંદેહ ઉપજ્યો છે તે તદ્દન પાયા વગરનો છે છતાં જો ગવર્નમેન્ટ તે વાત પર વિશ્વાસ કરી રહી છે તો તે પત્ર તેમને બતાવી ગુન્હાની સત્યતા સિદ્ધ કરે. એનો પણ કાંઇ ઉત્તર મળ્યો નહિં

અલિભાઇઓએ દેશને માટે અથવા મુસલમાન સંપ્રદાયને માટે આજ લગી જે કર્યું છે તે અવૈધ કે અસંગત છે એ વાત મુસલમાનો સ્વીકારતા નથી. તે બન્ને ભાઇ પર કોઇને તેવો સંદેહ છે નહિં.

બાદ મિ. બિસાન્ટ પોતે અલિભાઇઓને છોડવા પ્રતિનિધિની પાસે ગયાં. પરંતુ તેમની પ્રાર્થના પણ સ્વીકારાઇ નહિં. તો પણ મિ. બિસાન્ટે એ સંબંધી થયેલી વાતચીત પેપરમાં બહાર પાડી એ વખતે ખુલ્લી રીતે સમજાયું કે તેમને બંદી તરીકે રાખવાનું ખાસ કારણ શું છે? ગવર્નમેન્ટે એક રીતે સાફ સ્વીકાર્યું કે એઓએ કોઇ

જાતનો રાજદ્રોહ ફેલાવ્યો નથી. તો પણ જ્યાં લગી આ યુદ્ધ ચાલશે ત્યાં સુધી એઓને કોઈ રીતે છોડી શકશે નહિ. કારણ રૂષિયાની અવસ્થા અત્યારે બહુ સારી નથી. રૂષિયાના ઉપર એ લોકોની અંદર ખાનેની સહાનુભૂતિ બહાર પડતાં મોટો અનર્થ થવાની સંભાવના છે.

**વિલાયતમાં મિ: મહમ્મદ અલિનું ભાષણ**—૧૯૧૮ માં એસેન્સ હોલમાં એક સભા ભરાન હતી. એ સભાનો વિષય યુરોપના પૂર્વ ભાગની અવસ્થા અને મુસલમાન સંપ્રદાયના ઉપર યુરોપીય રાજનીતિજ્ઞોનો અવિચાર હતો.

તેમાં મિ:મહમ્મદઅલિએ કહ્યું હતું:–હું આ વખતે મિ: વજિરહુસેનની સાથે એક મોટા ઉદ્દેશ્યથી વિલાયત આવ્યો છું. અત્યારે મુસલમાન જગતની હાલત કેવી રીતની થઇ પડી છે અ વાત રાજમંત્રીને સારી રીતે સમજાવીશ, છતાં મ્હારી વાત ઉપર લક્ષ્ય દેવું ન દેવું એ તેમના હાથમાં છે.

ત્રિપોલી તેમજ બલકાનમાં મુસલમાનો ઉપર કેવો અત્યાચાર કરવામાં અવ્યો છે. એ વ્યવહારથી ભારતની મુસલમાન પ્રજામાં અસંતોષ પેદા થયો છે. વિશેષ ઇંગ્રેજ રાજનિતિજ્ઞો, એમજ કેમ આખી બ્રિટિશ જાતિ એ વિષય તરફ બીલકુલ ઉદાસીન છે. એ તદ્દન અયોગ્ય છે. સ્વરાષ્ટ્ર સચિવ સર એડવર્ડ ગ્રે જો પોતે ભારતમાં જઇને કોઈ નગરના રાજ માર્ગમાં ફરતા તો તેમની આ ચુપકી અને ઉદાસીનતાને લીધે ભારતીય મુસલમાનોમાં કેવી ધારણા પેદા થઇ છે. તે તેઓ સમજી શકત. તેમની આ ઉદાસિનતાજ મુસલમાન સમાજની ઉદાસીનતાનું એક માત્ર કારણ છે. મુસલમાનોનાં ન્હાનાં ન્હાનાં રાજ્યો કોઈ મોટી શક્તિ દ્વારા નષ્ટ થાય એ મોટી વિંડમ્બનાની વાત છે. કોઇ પણ શક્તિ વિશેષના સ્વાર્થ ઉપર તેમનું જીવન મરણ ટકેલું છે એ બહુ શરમાવા જેવું છે. હા,

જો તેઓની હયાતિથી જગતનું અમંગલ થતું હોય તો તેને ઉખેડી નાખવામાં કાંઇ વાંધો નથી. પરંતુ તેવું તો છે નહિં. હું ઇસલામ ધર્મનો પ્રચાર કરવા અહિં આવ્યો નથી. પરંતુ તે સંબંધી જુઠી વાતોનો પ્રતિવાદ કરવા આવ્યો છું. ઘણાઓએ કહ્યું છે કે ઇસલામ ધર્મ ઉન્નતિનો બાધક છે, મુસલમાન સમાજમાં નારી જાતિનું સન્માન થતું નથી, એ સમાજમાં બહુ વિવાહ પ્રચલિત છે. એ દાસ પ્રથાનું સમર્થન કરે છે, મુસલમાનો જોરથી બીજાને પોતાના ધર્મમાં લાવે છે, વિગેરે આ શું સાચી વાત છે. આજ પશ્ચિમ યુરોપમાં ખૃષ્ટાન પ્રધાન યુરોપમા ન્હાનાં મુસલમાન રાજ્યોનો નાશ કરવા માટે આટલો પ્રયત્ન થઇ રહ્યો છે. એ શું ધર્મયુક્ત છે? વિધર્મી હોવાથી તુર્કીના ઉપર આ અત્યાચાર થઇ રહ્યો છે ને? નહિક માનજો કે તુર્કી હજુ પડ્યું નથી. તેના લાખો સ્ત્રીપુરૂષો પુરાણી તે વીરતાને હજુય ગુમાવી બેઠા નથી. દેશને માટે ધર્મને માટે પ્રાણ અર્પવો પડે છે એ વાત તેઓ ભૂલ્યા નથી. આ ઉપરાંત તેમણે પોતાના ભાષણમાં ઘણીજ સમજવા યોગ્ય બીના રજુ કરી હતી.

'મુસલમાનોના શત્રુઓ ભારતના મુસલમાનોને રાજદ્રોહી તરીકે બહાર પાડે છે. આ તદ્દન મિથ્યા છે. ભારતના મુસલમાનો હમેશા રાજભક્ત રહ્યા છે. 'ઇંગ્રેજોની સાથે ભારતનો સંબંધ કાયમનો રહે એજ મુસલમાન સમાજની હૃદયની ઇચ્છા છે. આ ઇંગ્રેજોના સંબંધથીજ તેઓ પોતે ઉન્નતિ પામશે એ આશા ભારતના મુસલમાનોમાં ઉદ્ભવેલી છે પરંતુ ભારતના મુસલમાનો ભારત શાસનની ચાલુ પ્રણાલીને યોગ્ય ગણતા નથી. તેમની સંખ્યા પણ કમ નથી. ભારતમાં સમ્રાટ્‌ની પ્રજાતરીકે સાત કરોડ મુસલમાન પ્રજા વસે છે.

**અસહકારને પંથે મહમ્મદઅલિ અને મહાત્મા ગાંધિ**—ભારતમાં મહાત્મા ગાંધિની ચલાવેલ સહયોગ વર્જન નીતિએ સ્કુલ કોલેજના વિદ્યાર્થીઓમાં પેસી ઘણી ઉત્તેજના વધારી દીધી. ઇંગ્રેજોની

આપેલી કેળવણી મનુષ્યત્વ હરી લઇ મનુષ્યને કાયમના ગુલામ કરી મૂકે છે. આ બધી સ્કુલ કોલેજો ગુલામ તૈયાર કરવાનાં કારખાનાં છે. મહાત્માગાંધિએ અલિ ભાઇઓને સાથે લઇ ભારતના મ્હોટા મ્હોટા શહેરોમાં ફરી સ્કુલ કોલેજના વિદ્યાર્થીઓને આવી ભાવનાથી-ખરી બીનાથી જાગૃત કર્યા. ટોળે ટોળે વિદ્યાર્થીઓ સ્કુલ કોલેજો છોડવા લાગ્યા. સ્થાને સ્થાને જાતીય વિદ્યાલયો સ્થપાવા લાગ્યાં. અલિગઢમાં એ ઉત્તેજનાએ પેસારો કર્યો. મહાત્મા ગાંધિ અને અલિભાઇ એ વખતે ત્યાં હાજર થયા. પ્રસિદ્ધ અલિગઢ કોલેજ ઇમારત માત્ર રહી ગઇ. વિદ્યાર્થીઓનો ઘણો ભાગ કોલેજ ત્યાગ કરી મહાત્મા ગાંધિજીની જય બોલતા ઘુમવા લાગ્યા, ત્યારે કેટલાક વિદ્યાર્થીઓને લઇ મિ:મહમ્મદ અલિએ પોતે અલિગઢ કોલેજનો કેટલોક ભાગ સ્વાધીન કરી લીધો. કારણકે દેશના માણસોના ધનથી બનેલ કોલેજ દેશનીજ સંપત્તિ ગણાય. છેવટે માજીસ્ટ્રેટના હુકમથી મહમ્મદ અલિએ કોલેજ છોડી દીધી. અને ત્યાં એક જાતીય વિદ્યાલય સ્થાપ્યું અને કેળવાયેલ કેટલાક ઉત્સાહી મુસલમાનો તેના શિક્ષક તરીકે નીમાયા.

આ જાતીય કોલેજ સ્થાપ્યા પછી મિ:મહમ્મદ અલિ ભારતના સ્થાને સ્થાને સહયોગિતાવર્જન નો પ્રચાર કરવા લાગ્યા તેમના ઉપર ભારતના મુસલમાનોની અચળ ભકિત છે. તેઓ મુસલમાન સમાજના એક જબરજસ્ત નેતા છે. તેઓ તથા તેમના સુયોગ્ય ભાઇ મિ: સઉકત અલિ મહાત્મા ગાંધિની સાથે મળી ભારતના આ દૈન્ય દુ:ખને નિવારવા દઢ પ્રતિજ્ઞ થયા છે. અલિભાઇઓ ત્યાગ અને દેશ સેવામા મુસલમાન સમાજના આદર્શ છે.

## ઉપસંહાર.

મિ: મહમ્મદઅલિ આજે ભારતના મુસલમાન સંપ્રદાયના મુકુટ રૂપ છે. તેઓમાં નિડરતા, તેજસ્વિતા, સ્વદેશપ્રેમ, ધર્મ વિશ્વાસ રાજભકિત બહુ સારી રીતે વસેલાં છે.

એક ભાષણમાં તેઓએ કહ્યું હતું કે "મહાત્મા ગાંધિની જે શક્તિ છે તેવી બીજા કોઇની નથી. એમ કેમ, ઉચ્ચપદના કોઇ રાજકર્મચારીની પણ તેવી શક્તિ નથી. તેનું કારણ એ છે કે મહાત્મા ગાંધિના પક્ષમાં સત્ય અને ધર્મ રહેલો છે. બીજું કારણ એ છે કે તેઓ હમેશાં ન્યાયના પક્ષે લડે છે. અને જોરજુલમ અત્યાચારની વિરૂદ્ધે સદા ખડા રહે છે."

[મિઃ મહમ્મદઅલિ રેંટીયાથી સુતર કાતવાનો પણ ઉપદેશ આપે છે. તેઓનું કહેવું છે કે તેમાં કાંઇ અપમાન નથી. ખરૂં અપમાન ૧૭૦ વર્ષથી ગુલામીની સાકળમા આપણે બંધાઇ રહ્યા છીએ તે છે

હમણા તેમના એક ભાષણ માટે તેઓ મિઃ મહમ્મદઅલિ તેમજ મિઃ શૌકતઅલિને બીજા કેટલાક દેશ નેતાઓ સાથે કેદ કર્યા છે. તેઓએ તે કેદને ફુલહાર ગણી સ્વીકારેલ છે. ધન્ય છે તેઓની વીરતાને ?



